# महाराजा केशरीसिंह ने राणी लीलावंती

## गायनरूपी नाटक.



છપાવી પ્રગટ કરનાર

**નારણજી વિ. જાદવજી જોશી.**

રાણાકંડોરણા (કાઠિયાવાડ)



અમદાવાદ

ધીકાંટે યુનિયન પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું.

સંવત ૧૯૪૭. સને ૧૮૯૧.

કીંમત ૨ આના.

# અર્પણપત્ર.

શુભેચ્છક મુરબ્બી કલ્યાણજી બેહેચર
મેઘાણી જેતપુર (કાઠીઆવાડ) તાલુકા
સ્કુલ સ્પે. આ. માસ્તર સાહેબ.

મુરબ્બીવટથી આપે મારા વિદ્યોત્તેજક શુભ કાર્યમાં અહર્નિશ જે અતીઉમદા ફરજ બજાવી છે તેના તથા મારા પરના નિર્મળ પ્યારની યાદગીરીમાં આ લઘુ પસ્તક આપને પ્રેમપુર્વક અર્પણ કરૂં છું તે માન્ય કરશોજી.

હું છું
આપનો આજ્ઞાધીન
**નારણજી વિ. જાદવજી જોશી.**

# महाराजा केशरीशिंह ने राणी लीलावंती गायन रुपी नाटक.

---

## ઇશ્વર સ્તુતી.

### રાગ કલ્યાણ.

નમું કૃપાળુ ઇશ, નામી તુંજને શીશ;
કેશરીસિંહ નાટક ભજવવા, ઇચ્છા પુરો જગદીશ. ટેક.
અખીલ બ્રહ્માંડ વિષે, તુજ મહીમાય;
શુનીવર મુની નારદ, ગુણ તુજ ગાય. નમું૦
નનૂ. કરૂં નાથ નિરંજન, પુરો મન આશ;
જળ, થળ, ભુતળ, આકાશ, સર્વે તુજ વાસ. નમું૦
દુઃખ હરો દરિદ્ર હરો, આપો સુમતિ;
વરણવ તુંજવરણવા, ન પહોંચે મુજ મતી. નમું૦
કરો કરૂણા અંતરજામી, વિનતિ ઉર ધાર;
કેશરીસિંહ નાટક રંગભુમિપર, ભજવે તુજ બાળ. નમું૦
વિઘ્ન હરો સહાય કરો, કરૂણા કરી કીરતાર;
દાશ નારણની રહેમ લાવી, અર્જ દીલમાં ધાર. નમું૦

### ટોટક છંદ.

જય નાથ નિરંજન નામ અજે, અજ શંકર નારદ ઇંદ્ર ભજે,
કમળાપતિ શ્રીપતિ પાય પડૂં, શરણાંગત દાસ વિનંતિ કરૂં;
ભજવા યહ ખેલ ઉમેદ મને, શુભ આશીશ દો, દીન નારણને.

# अंक १ लो.

## પ્રવેશ ૧ લો.

લીલાવંતી— બંનઝારા.

પ્રભુ સ્વામિ સદ્‌ગુણી આપો, મુજ મન પરિતાપો કાપો.
શેહેર મધુરી મણિજેવું, તમ કને શરમ તજી કહેવું;
ત્યાંના ભુપ સુત પતિ થાપો, પ્રભુ સ્વામિ સદ્‌ગુણી આપો;
છે ધિરજસિંહ સુત કામ, જેનું કેશરીસિંહ છે નામ;
ગુણી જશ ગુણ રૂપ અમાપો, પ્રભુ સ્વામિ સદ્‌ગુણી આપો.
મેં લખી હતી સમસ્યા તેને, તે પુરી કીધી એ એણે;
તે પતિ દઇ ટાળો બળાપો, પ્રભુ સ્વામિ સદ્‌ગુણી આપો.

રાગ ઇંદ્રસભા.

અરે માહારી વાલી શુણ, મનનો વિચાર;
મન ઇચ્છેલ પતિ મળે તો, વરવા છું તૈયાર.

દાશી— રાગ ઉપરનો.

એ પ્રમાણે બાઇ સાહેબ, પીતા નવ કરે;
ત્યાર પછે કેમ બને, કહો મુંને ખરે;
આપ પીતા મરજીરૂપે, બીજે જો દીએ;
આપના વિચારપર લક્ષ, નવ લીએ.

લીલાવંતી— રાગ ઉપરનો.

ત્રાછે તો બેની મુજ, મન ધાર્યું નકી;

ધ્યાન ધરશું ઈશ્વરનું, આ દેહ થકી.
ઇશ્વર બેલી સર્વેનો નોધારાનો આધાર;
તેહને ભજીશું બેની, રાખી અંતર પ્યાર.

**સોરઠી ગજલ.**

(અરે તાત તું થઇને અરે.)

આશ પુરો ઉમીયા પતિ ઇશરે, અબળાને તુંજ આધારરે:
અહનીશ આપના દર્શનથી, મુજ દીલમાં રહે પ્યારરે. આશ૦
કૈલાશપતિ તમને નમું હું, અતિ ઉમંગે;
શક્તિ આપજો સંકટ હરી, વિપરીત પ્રસંગે. આશ૦
ભક્તી તમારી આપજો, મુંને સ્થિર કરીને થાપજો;
અંતરનું દુઃખ કાપજો, શરણે સદાય રાખજો. આશ૦

---

# अंक २ जो.

---

## પ્રવેશ ૧ લો.

(મહારાજા ધિરાજસિંહને ગમગીન થયેલા જોઇ બુદ્ધિસાગર પુછેછે. તેનો પ્રત્યુતર મહારાજ શ્રી આપે છે.)

**ધિરજસિંહ— (અરે લાલદેવ) એ રાગ.**

સુણો બુદ્ધિસાગર, મારા પ્રધાન;
તમોથી નથી કાંઇ, છાનું નિદાન;
થયો સુત કેશરીસિંહ વડો,

વરાવોના વિચાર, કરતાં લડયો.
માગું કર્યું ઉત્તમ, કુળના રાએ.
કહ્યું હતું મેં પણ તેને હા, એ,
પણ ન માન્યું કહે વળી એમ;
વરૂં તો લીલાવંતીને વરૂં નેમ,
એ છે નીચ કુળ ભુપાળની બાળ;
તેથી ભણેલી કેમ બને વેવીશાળ,
માટે માગું જે મોકલનાર,
તેને ત્યાં વરાવી દેવો કુમાર.

બુદ્ધિસાગર— રાગ ઉપરનો.

બહુ સારૂં હુકમ જે શીરતાજ,
લખીપત્ર એ સર્વે કરૂં કાજ.

---

## પ્રવેશ ૨ જો.

સિપાઇ—અરે રાજાજી તુંમકુ બોલતેહે સબ,
ઇહાં આયા સો કીયા હે સબબ;
કયું ઉદાસીમેં બેઠે હો બેકામ,
બુલાતાહે બાપુ તુમેરા હે કામ;
બુલાતા હે બાપુ બોહોત કરતે યાદ;
યાં આયાહો સો કયાહે ફીસાદ.
એસા કભી કામ ન કરના કુર,
બોલાતાહે બાપુ આપકુ હજુર;

કેશરીસિંહ— રાગ ઉપરનો.

નહી મારે કામ કાંઈ, બાપુ પાસ;
જા અહીંથી છોડી, તેડવાની આશ.

---

## પ્રવેશ ૩ જો.

સિપાઈ—ખુદાવિંદ મહારાજ, કરૂં છું સલામ,
હજુરકી હાજર, રહે સદા કામ;
શુની અપના હુકમ, ગયા હમને સબ,
ફીરતા ફીરતા ગયા, બગીચામેં જબ.
ત્યાં કેશરીસિંહજીકુ દેખા મેને,
દીલમે મનભંગ હયે બે ચેને.

---

## પ્રવેશ ૪ થો.

વિરજસિંહ — રાગ ઉપરનો.

અરે બેટા એ શું ધાર્યું આ કામ,
મમ જીવનપ્રાણ, કરે છે શું આમ;
તુજ વિના ઘડી પણ રહે ન ચેન;
મોજ શોખમાં રહો જેથી ઠરે નેન.
શું છે તારા દીલમાં કહે તું મુને;
કેમ અહીં એકલા દેહ દમે.
કોણે દુભાવ્યો કહે મારા તન;
શા કારણ તાર ઉદાશી છે મન,

કેશરીસિંહ— રાગ ઉપરનો.

બાપુએ મુંને વિગુણુ, ત્રીયા સંગ;
વરાપા વિચાર કીધો આ પ્રસંગ.
સદ્ગુણુ, સુ વિદ્યા, સુશીલ સુરૂપ;
ઉત્તમ કુળ એ જાણે નહીં ભુપ.
હવે હું ન આવીશ, ઘેર ભુપાળ;
હુંતો જઈશ, મુસાફરી હાલ.

---

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

(લીલાવંતી વસંતની બહાર વરણવે છે) તે કેશરીસિંહ ગુપ્ત રીતે સાંભરે છે.

**( જોડી તમે ન જોઇ મારી ) એ રાગ.**

**લીલાવંતી**—જુઓ સખી સુંદર આરામ, જુઓ સખી સુંદર આરામ;
માનસરોવર, જોબન જલતું, હંસગતિ અભિધામ.
ગુલાબી ફુલ રહ્યાં જામી, ગુલાબી ફુલ રહ્યાં જામી.
ભમર કરે ગુંજાર, સુગંધી થકી મોહ પામી.
મોગરે કલી ઘણી કાચી, મોગરે કલી ઘણી કાચી;
અંબ વૃક્ષ જાઇ ફુલી ને, વલગી રહી રાચી.
પોપટ મેનાના રાગે, પોપટ મેનાના રાગે;
કોયલડીનો શબ્દ મધુરો, અનંગ ઉર જાગે.

**કેશરીસિંહ—( ખુશ રહો સનમજા મેરા )** એ રાગ.

ઓ ગુલાબ કેરા છોડ, ફુલ્યો તું બાગે;
ફરતા બહુ ચોકી માટ, રક્ષક તુજ આગે.
શુભ ગુણ સુગંધી થકી લલચાએ મનડું;
પણ હાથ નથી ઉપાય, તપેછે તનડું.

**લીલાવંતી—** રાગ ઉપરનો.

ઓ ભમર ભોગી આ કમળ ખીલેલું તારૂં;
નથી અન્ય ભમરને, કદી સ્પર્ષ કરનારૂં.
ગુણ ગ્રાહક ચાહક વાસ તણો તું દીઠો;
તુજ સંગમ લાગે દુધ, સાકરથી મીઠો.

---

## પ્રવેશ ૨ જો.

**( અરે જોગન હો )** એ રાગ.

**ચંદુલાલ—**પ્રીય મીત્ર દીલ કેમ ઉદાશી અરે;
શા કારણે આજે ઉદાશી ફરે.

**કેશરીસિંહ—**પ્રીય મીત્ર કહું સાચી વાત;
ખરે અપ્સરા દેખી સાક્ષાત.
જોતા મુખ દીલ તે ઉદાસ કરે;
ત્રીયાનો વિયોગ તે દીલને હરે.

**કેશરીસિંહ—( તુજે હે શોખ મીલનેકા )** એ રાગ.

દેખી મેને નારી એસી, ઇંદ્ર ભુવનની પરી જેસી;
ભામની જાણે ઉદયો ભાણુ, જોતાં લાગે મોહનાં બાણુ.

ચાલ એની ગજ જેસી, દેખી મેને નારી એસી;
ગુલાબી ગાલ ગોરા એના, હોઠ પ્રવાલા જેવા તેના.
આંખ તો હીરણુ જેસી, દેખી મેને નારી એસી;
અસાડમાં અંધારી જામની, તેમાં જબુકે જેવી દામની.
મુખનું તેજ તે જેસી, દેખી મેને નારી એસી;
જોયા મેને દેશ ઘણા વિશાળ, ખરે એકજ લીલાવંતી નાર.
કામદેવની પ્રીયા જેસી, દેખી મેને નારી એસી.

---

## પ્રવેશ ૩ જો.

લીલાવંતી— રાગ માઢ દાદ્રડી.

મારૂં દીલ અતી અકળાયરે, પ્રીતમ વિયોગથી.
પ્રીતમ સંભારો દાશીને, દયા લાવી લગાર;
આપ વિયોગે ઝુરી મરૂંછું, અંગે ઝરે અંગાર.
રજની શોભે ચંદથી, ત્રીયા શોભે પતિ પાસ;
વેગે વાલમ આવી મળો, પુરણ કરવા આશ.
પ્રીતમ વિયોગે પ્યારી સખી, દીલ રહે ન સ્થિર;
રાત દિન રટના કરતા, સુકાયછે શરીર.

---

## પ્રવેશ ૪ થો.

કેશરીસિંહ—ગજલ ( નથી વાંક તુજ પ્રીયા ) એ રાગ.

પત્ર તમારો પ્યારી વાંચીને ખુશી થયો;
તુજ ઉપાયને માટે હું આધીરો થયો.

કરવા મુલાકાત પ્રીયા નક્કી ધારજો;
શીવ દેવલ ભણી તમો કાલે આવજો.

---

## પ્રવેશ ૫ મો.

### વેરાડી જોગીયો.

ચંદ્રવદની સુંદીર કારણે, સમરૂં જોડીને હાથ;
મેળવ પ્યારી પદ્મમણી, એ આશા પુરો દીનનાથ.
દેખત દીલ મોહીત પામે, મળવા આતુર થાય;
જેવી પ્રીત ચકોરની, ચકોર ચંદ્રને ચહાય.
અગણીત રૂપ, અનુપ, એનું, મોહની મોહ બાણુ;
મળવા એ ત્રીયા કારણે, ભલે જાય આ પ્રાણ.

કેશરીસિંહ—( તુજે હે શોખ મીલનેકા ) એ રાગ.

જગતના નાથ પ્રભુ પ્યારા, સહાયથા દાસને તારા;
મેળવ તુ પ્રાણપ્રીયા માહારી, જેનો વિયોગ દુઃખીઆરી.
લીલાવંતી વિયોગ દુઃખ ભારી, તેથી તું લે ઉગારી.
આભારી છું પ્રભુ તારા આણો મુજ દુઃખના આરા.

### સોરઠની ગજલ.

મૃગલોચનીને માણ્યો નહીં, જન્મ વૃથા તે જનનો;
લીધું ન સુખ સંસારનું, નવ પુર્યો કોડ મનનો. મૃગ૦

### રાગ બનઝારા.

પ્યારી પ્રીત લાગી દીલદારી, દે પ્રીતનું પાન પ્રીયા મારી.
વદન ચંદ્ર સરીખું તારૂં, જોઈ દીલ રહ્યું મોહી મારૂં;

જ્યારે તુજને મેં નિહાળી, દે પ્રીતનું પાન પ્રીયા મારી.
તુજ કારણ હું પ્રીયા આવ્યો, જોઈ છબીને અતિ લોભાયો;
જરા વિચારી હૃદય મોઝારી, દે પ્રીતનું પાન પ્રીયા મારી.
છબી યાદ રહે પ્રીયા તારી, તેથી સ્થિર રહે ન મતિ મારી;
તુજ ઘાવ લાગ્યો દીલભારી, દે પ્રીતનું પાન પ્રીયા મારી.
મુજ દિલની કીધી હાણ, તેં મારી કટાક્ષ બાણ;
હું ચાહુંછું તુજને પ્યારી, દે પ્રીતનું પાન પ્રીયા મારી.
આ ઇશ્વરે મેળવી તુજને, તેથી હામ રહેછે મુજને;
જઇ તત્પર કરો તૈયારી, દે પ્રીતનું પાન પ્રીયા મારી.
તુજ વિયોગે ધિઃક ફરવું, મેં નિશ્ચે કીધું તેથી મરવું;
તુજ વિયોગનું દુઃખ ભારી, દે પ્રીતનું પાન પ્રીયા મારી.
વરવાનું વચન દે મુજને, નહીં તો દેહ અર્પું તુજને;
મારી મુજ કલેજે કટારી, દે પ્રીતનું પાન પ્રીયા મારી.

**લીલાવંતી—** **આશાગોડી.**

વિનંતિ સુણો દીલદારી, પ્યારા પતિ વિનંતિ શુણો દીલદારી;
આપણો પ્યાર અરસપરસ છે, તે પુર્ણ કરે શ્રીમોરારી. પ્યારા૦
પતંગને જેમ દીપક સંગે, મીન, જળ, સાથે યારી. પ્યારા૦
ચંદ્ર વિયોગે ચકોર અંધુ, તમ વિયોગે હું દુઃખીઆરી. પ્યારા૦
અવર પુરૂષ મારે ભ્રાતને તાત છે, નિશ્ચે માનો આવારી. પ્યારા૦
પ્યારા પતિ સોચ નહીં કરશો, ખરી પ્રતિગ્ના મારી. પ્યારા૦

**કેશરીસિંહ—** **સોરઠની ગજલ.**

મળવા પ્રીયા તુજ કારણે, આ શીર તે કુરબાન છે;
સગલોચનની તુજ વિયોગ તે, જીવતર મોત સમાન છે.

## પ્રવેશ ૭ મો.

લીલાવંતી— રાગ ઇંદ્રસભા.

એછે મારો પ્યારો પતિ, એછે મારો પ્રાણ;
મન મારૂં તેથી મોહ્યું, એ છે જીવન પ્રાણ.
મનોહર છે મુખ એતું, જેવો સુરજ ભાણુ;
ચિત્ત મારૂં ચોરી લીધું, મારી કટાક્ષ બાણુ.
કંઠે મોતી ઝગમગે, દીસે સુંદર શ્યામ;
અંતરનો અલબેલા, ચાવે મુખથી પાન.

---

## પ્રવેશ ૮ મો.

ચંપકસિંહ— ( અરે કોન હે તું ) એ રાગ.

જોશી મહારાજ કરૂંછું પ્રણામ,
પડયું આજ એક તમારૂં કામ;
આપની પુત્રી લીલાવંતી સાર,
તે તણાં શુભ લગ્ન કરવા નિરધાર.

જોતુભટ— રાગ ઉપરનો.

અરે રાજાજી કહુંછું સાચી વાત,
મુજ જોશમાં આવ્યું ખરેખાત;
વૈશાકની બારશ, સુકલપક્ષ સાર;
અતિ શુભ લગ્ન, આવેછે તેવાર.
જોશા જોશ ઉપર, લક્ષ લહો;
તો વૈશાક માસના લગ્ન કરો.

## પ્રવેશ ૯ મો.

લીલાવંતી— રાગ રાસડો.

સખી આનંદનો દિન, દીસે રૂડો આજેરે;
મુજ મન અતિ હરખાય, પીયુ મળવા કાજેરે.
વર્ષ વિત્યા જ્યારે સોળ, પીયુ આજ પામીરે;
અતિ રૂપવંત ગુણ ભંડાર, નહીં કાંઈ ખામીરે.

રાગ બિહાગ—તાલ લાવણી.

દર્પણ તું વહેલી લાવ, અતિ રૂમંગે;
લાવો મારા સણગાર, ધરૂં હું અંગે. ૧
વેણી વાસુગી નાગ, શેથો શીર ભરૂં;
વારવાર મોતીનાહાર, હર્ષથી ધરૂં. ૨
હું ધરૂં કર્ણની માંહી, ઓપણ ઝાલ સારી;
લાવો લટકાળા કાંપ, મોતીના ભારી. ૩
અંજન આંખનું લાવ, વહેલી તું દાશી;
મળવા સ્વામીની સાથ, ઘણી હું પ્યાશી. ૪
પહેરૂં મોતી તણા હાર, કનકના સારા;
બાજુબંધ, કંકણ અતિ, મુને જે પ્યારા. ૫
ઘુઘરા, ગંઠોડા લાવ, પાયમાં પહેરૂં;
આભુષણ વહેલું લાવ, આંગળી કેરૂં. ૬
મેં સજ્યા સોળ શણગાર, તપે તન ભારી;
વેગે વહેલી લાવ, ચોળી ને સાડી. ૭
આભુષણ શોભે અંગ, ચંદની જામી;
મારી પુરણ પહોંચી આશ, નહીં કાંઇ ખામી. ૮

## પ્રવેશ ૧૦ મો.

ગજલ (ઘરસેં યા કૌન ખુદા) એ રાગ.

કેશરીસિંહ—મન મગ્ન, થયોછું, પ્રીયા તુજ દર્શનથી
ઉમંગ પુરો આજે, થયો ઘણા હર્ષથી.
તુજને દેખી તેથી, ચેન મુને ના થતું;
તુજ મેળાપ થવા, મન બહુ જતું.
તુજ વિયોગ દુઃખ, પ્યારી મેં અતિ સહ્યું;
આજે તુજ દર્શનથી, સર્વેરે જતું રહ્યું.

લીલાવંતી—ખરા અંતઃકરણથી, ઇશનો આભાર માનુંછું.
અતિ ઉમંગથી તુજને, પ્યારા પામી છું.
તેથી આનંદ અતિ, પ્યારા મુને આજ આ;
ચાલે બને મળી કરીએ, ઇશ્વર પ્રાર્થના.

( છનગારી તારે ઓઢણું મેવાડા ) એ રાગ.

બંને મળી ઇશ્વર સ્તુતિ.

જોડી હાથ નામીયે શીશરે, દીન બંધુ તુજને. ટેક.
ગતિ તારી અતિ ન્યારી, કળી નવ શકાય;
વરણવ તારો વિઠ્ઠલા, મુખે કહ્યો નવ જાયરે. જોડી૰
ભક્તિ કરે ધ્યાન ધરે, રાખો રૂદયા માંય;
અંતરજામી આવી કરે, ઇચ્છા પુરણ સાંયરે. જોડી૰
સર્વ વ્યાપક ચૈતન્ય તારૂં, વર્ણવ કર્યો નવ જાય;
મુજ અલ્પ શક્તિ થકી, તુજ ગુણ નવ ગણાયરે. જોડી૰
મેળવ્યાં પ્રીતમ પ્યારીને, લાવી હૃદેમાં મહેર;
તુજ પ્રતાપે કૃપાળુ ઈશ સદા સુખની લહેરરે. જોડી૰

# अंक ४ थो.

---

## પ્રવેશ ૧ લો.

રાગ બિહાગની ગઝલ. ( ઇંદ્ર સભામાં ગવાતી. )

કેશરીસિંહ—શાણા સચીવ કહું કાંજ, ચિત્તમાં ધરો;
રાજ્ય કારભાર તણી, રીત આચરો.
વાર્ષિક ઉપજ આવક, શું છે રાજમાં;
કેટલો જાવક ખર્ચ, સર્વ, કાજમાં.
વિગતે શું વાત સર્વે, મુજને કહો;
ધર્મ ન્યાય, નીતિપર, લક્ષરે લહો.

બુદ્ધિસાગર—નેક ન્યાય નામદાર, મધુપુરી ધણી;
રાજ્ય કાજનો હેવાલ, સુણો આપ ગુણી.
વાર્ષિક ઉપજ આવક, છે લાખ બાર;
સાત લાખ જાવક ખર્ચ, રાજ્યની મોઝાર.
બાકી રહે લાખ પાંચ, ત્રીજોરીમાં સાર;
પ્રજા સર્વે ખુશીમાં, રહેછે અપાર.

સૈન્યાધિપતિ— રાગ ઉપરનો.

ખુદાવિંદ મહારાજા, કેશરીસિંહ ભૂપ;
નેકી રાજા શિરોમણી, રાજ્ય તેજ અનુપ.
તેગ, તંબર, બરછી, ભાલાં દુરસ્તછે સાર;
ગદા, ફરશી, આયુધ, છે અતિ વિશાળ.

એક એકથી અધિક, શુરવીર લશ્કર માંય;
જંગ મચાવી જીત મેળવે, લડવા જાય ત્યાંય.
દેશને વિદેશ માંય, કીર્તિ જગમગે;
આપ સાથે લડતાં છતી, દુશ્મન ન શકે.
એક, એક, માથે પ્રાન, સૈન્યમાં અપાર;
આપ પ્રતાપે શીરછત્ર, મધુપુરી ભુપાળ.

વારાંગના— ત્રોટકછંદ.

મધુપુરી મહિપત રાજ્ય શભા, મઘવાસમ વૈભવ સુર્વ પ્રભા;
ભટ્ટ માંગધ ભાટકો ઠાઠ જહાં, સરદાર સુજાન દીવાન તહાં.
મહિપલ કૃપાલ દયાલ ખમા, મુજ તાજમ તાજમ રાજ ખમા;
સુરચંદ જ્યાં લગી વ્યોમ રહો, સુખ સંપત્તિ રાજ અધિક લહો.
સમશેર અહર પ્રવિન અતિ, ગુણસાગર નાગર ભુમિ પતિ;
મુજરો મહારાજ ધિરાજ સુની, દીલ આશ પીઆશ બુઝાવ ગુની;

## ભેરવી ગજલ.

(ખુશી હું મેંતો મરનેકુ) એ રાગ.

શું બેઠા રાજ સિંહાસને, વસ્તી દુખી અપાર. ટેક.
વસ્તી દુખી અપાર, રાજા વસ્તી દુખી અપાર. શું૦
સૈન્ય રાજા આવી ચડયું, પુરની મોઝાર. શું૦
પૈસા ટકા લુંટી લીધા, લુંટી શેહેર બજાર. શું૦
દુશ્મન દુઃખ આપે અમને, રક્ષા કરો ભુપાળ. શું૦

## પ્રવેશ ૨ જો.

**લીલાવંતી—** **રાગ ઇંદ્રસભા.**

સુણુ દાશી પ્યારી હજુ, નાવ્યા પ્રાણુનાથ;
ઘટ મારૂં ઘાટ ઘડે, મળવા સ્વામિસાથ;
રણુસીંગા વાજીંત્રો, કયાં અરે વાજે;
રખે દાશી પ્રાણુનાથ, નાવ્યા ને કાજે,

(એટલામાં કેશરીસિંહ પ્રવેશ કરે છે.)

**રાગ સોરઠી ગઝલ.**

દુષ્ટ તણું દળ આવી ચડયું, ઘેર્યો તે કિલ્લો બારણે.
ઘેર્યો તે કિલ્લો બારણે, આવ્યો છે લડવા કારણે.
માટે પ્યારી રજા દીઓ, ધારી ક્ષત્રી ધર્મ સહી,
દુશ્મનને માર્યા પછી, અન્ન, પાણી ગ્રહુ અહીં.

**બનઝારા.**

**કેશરી સિંહ**—શત્રુ નાશ કરૂં સંગ્રામે,
**લીલાવંતી**—નહીં જાવા દઊં યુદ્ધ કામે.
**કેશરીસિંહ**—સર્વ સૈન્ય થયું તૈયાર, મુને લેશ ન લગાડો વાર;
રાણી રજા દીઓ શુભ કામે, શત્રુ નાશ કરૂં સંગ્રામે.
**લીલાવંતી**—મુજ અરજ ધ્યાનમાં ધરશો, નહીં નાથ તમો એ કરશો;
જેથી જીંદગી જોખમ પામે, નહીં જાવા દઉં યુદ્ધ કામે.
**કેશરીસિંહ**—કાળ ઝપાટો સૌને માથે, યુદ્ધ મચાવી જશ લઉં હાથે;
રણે મરે તે મોક્ષજ પામે, શત્રુનાશ કરૂં સંગ્રામે.
**લીલાવંતી**—મુજ જમણું ફરકે છે અંગ, તમો જીતવા ચાલ્યા જંગ;

તમ વિયોગે સુખ સૌ વામે, નહીં જાવા દઈં યુદ્ધ કામે.

કેશરીસિંહ—હોય સિંહ તણો સુત એક, અને જંબુક હોય અનેક;
છેડી સિંહને ફતેહ ન પામે, શત્રુ નાશ કરૂં સંગ્રામે.

---

## પ્રવેશ ૩ જો.

### રાગ ઇંગ્રજી.

( ધરીને હામ કરવા કામ.)

કેશરીસિંહ—ક્ષત્રીઓ શુરા તમામ યુદ્ધ કરવાને બીડો હામ.
લડો લડાઇ આરે ઠામ, રાખો રણે ક્ષત્રીનું નામ.
લડાઈ કરો થઈ હુંશિઆર, લઇ શમશેર થાઓ તૈયાર,
બંદુક ગોળી રાખી ઠાર, મારો ખડગ શત્રુને માર.

સૈન્યાપતિ—કેશરીસિંહ સરદાર, સર્વ સૈન્ય છે તૈયાર;
કરો હુકમ આપ જે વાર, દુશ્મનનો કરીએ સંહાર.

સિપાઇ—હમહે કાલીખાં સિપાઇ, યુદ્ધ કરેંગે મીલકે ભાઈ,
શત્રુકુ મારંગે સાંય, લે લેંગે ઉસકી મનાઇ.

કેશરીસિંહ—ખરા ખરા ખરા શુરવીર, ક્ષત્રી લડવૈયા વીર,
હાથ જલદી લઈ બાણ તીર, દુશ્મનના ઉડાવો શીર.

(લડાઇ કરતાં કેશરીસિંહનું મરણ થાય છે ને દુષ્ટસેન લીલાવંતી પાસે જાઇને.

---

## પ્રવેશ ૪ થુ.

### લાવણી.

(કુદરત કરનાર ખલકના સ્વામી.)

હે: પ્રાણપ્રીયા તું સુણ, કહુ જે તુજને;
દેખી દીલ ચડયો આનંદ, અતિશે મુજને.
બહેતાબ સરીખું મુખ, જોઈને પ્યારી:
લાગી લગ્ની તુજ દીલપર, પ્રિયા મારી.
કરી જંગ મામલો, જીત પામ્યો આવ.રી,
કીધું કબજે આપુર, કેશરી મારી.

**લીલાવંતી—** **લલિત.**

અરર વિભુ જગતના પતિ, રાખી લાજને આપો સુમતિ;
દીલ ઉદાશ તો મારૂં થયું, દુ:ખને મોકલી સુખરે ગયું.
પ્રીય પતિ અરે રણમાં રહ્યા, દુષ્ટ સેનને નાવીરે દયા;
સ્વામિ વિયોગણી શત્રુએ કરી, મુજપતિ તણા પ્રાણને હરી.
પતિ વિયોગ તે કેમરે જશે, અરર માહરી શી ગતિ થશે;
કરી કૃપા પ્રભુ કષ્ટ કાપસો, સતિ થવા મુને મતિ આપશો.

**લીલાવંતી—રાગ (સહીયર દુ:ખશું દાખવું)**

દયા સિંધુ દીન નાથરે, આ શોરે ગજબ;
ઓચિંતો કોપ શો થયો, જોતાં થાઉંરે અજબ. દયા૦
અરેરે ક્રુર કાળો થયો, બની વિપરીત વાત;
વારે ચડો મારી વિઠ્ઠલા, નહીતો થશે ઘાત. દયા૦
માત પિતાને પરહરી, આવી પતિ સંગ;
હાય અચાનક કોપ શો, મુજ આશારે ભંગ. દયા૦

પ્રાણ રક્ષક રણે રહ્યા, આવી ફસાણી અહીં;
સુખમાં દુઃખ અધિક પડયું, જવા ઉપાય નહીં, દયા૦
પાપ પેહેલા જન્મમાં કર્યા હશે અપાર;
તે ભોગવવાં આ વખત, દુઃખનો નહીં પાર. દયા૦
મુજ શિયળવ્રત પાળવા, દયા લાવી લગાર;
સંકટથી સહાયતા કરો; નહીંતો મરીશ આવાર. દયા૦
ધીક ધીક છે આ તનને, બળી ખાખ ન થાય;
જેથી દુઃખ વેઠવું પડે, મારગ દીઓ પૃથ્વીમાય. દયા૦

## રાગ (મંદવાયુ ઠંડમાં.)

નફટ તું નહીં વદે, મદ અંધમાં વચન;
કદીએ એવું સાંભળી, સતીનો એ પ્રસન. નફટ૦
ત્રાસ નથી તુજને, ઇશ્વરનો લગાર;
દુષ્ટ બોલ સાંભળી, અંગે જળે અંગાર. નફટ૦
ભ્રષ્ટ થયું દુષ્ટ આજ, તાહરૂં રે મન;
જે જનેતા લાવીને, થયોછે પ્રસન. નફટ૦
ક્રુર કર્મ કરવાને, થયોછે તૈયાર;
ખચિત માન્ય ખુટયો આજ, તાહરોરે કાળ. નફટ૦
કેશરીસિંહ ભુપપતિ, બીજા બાઇ બાપ;
અરે તું નીચ નહીં વદે, પ્રગટયુંછે તુજ પાપ. નફટ૦

## મરશીયો.

હાય હાયરે મધુપુરીનો મોહ ગયો;
મધુપુરીનો મોહ ગયો, રાય કેશરીસિંહ રણે રહ્યોરે. હાય૦
દુષ્ટ દુષ્ટ સૈને વાળ્યો દાટ, રાય સિધાવ્યા સ્વર્ગની વાટ;

સર્વે રૈયતને કરી ઉચ્ચાટ રે, હાય હાયરે૦

રાજમેહેલ તે સુનો થયો, શોકાતુર સર્વે ગજહયો;

આ શો જુલમ ન જાય સહ્યોરે. હાય હાયરે૦

સર્વે રૈયત શોકમાં રડે, વિલાપ કરેને ધરણીએ ઢળે;

કયાં કેશરીસિંહ ભુપ મળેરે. હાય હાયરે૦

---

## પ્રવેશ ૫ મો.

### ( દયાળુ દેવ કૃપાળુ તું ) એ ઢબ.

( ડસકાં ભરતી ગાયછે. )

જગ કર્તા કૃપાળુ ઈશ, જજે જે જે જજે જગરાય.

વંદુ તુજને, નામી શીશ જજે જે જે જજે જગરાય.

અતિ દુઃખ શું, આપ્યું આવાર, જજે જે જે જજે જગરાય.

એવાં પાપ મેં શું કર્યાં અપાર. જજે જે જે જજે જગરાય.

મુજ શિયળવ્રત કરવા ભંગ, જજે જે જે જજે જગરાય.

દુષ્ટ સેને કીધો અતિ જંગ. જજે જે જે જજે જગરાય.

મુજ પતિવ્રતને પ્રભુ તુજ હાથ; જજે જે જે જજે જગરાય.

રક્ષા કરનાર તું જગનાથ. જજે જે જે જજે જગરાય.

મુજ અબળા તણો શો ઉપાય; જજે જે જે જજે જગરાય.

વિઘ્ન વિદારી, કરી અંતે સહાય. જજે જે જે જજે જગરાય.

જાણું હું ઈષ્ટ થઈને સતી, જજે જે જે જજે જગરાય.

બંતાબાનુ આપો શુદ્ધ મતિ. જજે જે જે જજે જગરાય.

ભવોભવ શંભુ લેજો સાર, જજે જે જે જજે જગરાય.

કેશરીસિંહને લીલાવંતી નાર. જજે જે જે જજે જગરાય.
એવું માગું હું તારી પાસ; જજે જે જે જજે જગરાય.
સદા રાખી શરણે, પુરો મન આશ. જજે જે જે જજે જગરાય.
જજે જેજે જજે જેજે; જજે જે જે જજે જગરાય.
( અગ્નીમાં પ્રવેશ કરેછે ને પંચભુતો પોતપોતાનો ગ્રાસ લેછે. )

## રાગ કલ્યાણ.

સ્વદેશી બંધુઓ, પધારીઆ તમો;
ઘણી ખુશીથી આજ, હર્ષ પીમીઆ અમો. ટેક.
આ વિશ્વમાં જન્મ ધરી, થઇ સતી અનેક;
દુષ્ટના હાથથી દુઃખ ભોગવ્યાં, રાખી ધર્મ ટેક. સ્વદેશી૦
દુઃખં સહ્યાં શિયળવ્રત માટે, ખોઈ પોતાનો જાન;
ચરિત્ર આજે રંગભુમિપર, કરી બતાવ્યું તમામ. સ્વદેશી૦
કષ્ટમાં કેવી ફસાણી દુષ્ટસેનને હાથ;
અંતરજામીએ ઉગારી, જોડી સતી સંઘાથ. સ્વદેશી૦
કામાંધ અંધ દુષ્ટસેન, દયા નહીં લગાર;
પાછળથી પસ્તાણો ઘણો, છેવટ થયો સંહાર. સ્વદેશી૦
વિનંતિ કરે નારણજી, તે ચિત્તમાં ધરો;
ભૂલ ચુક માટે, માફ મુજને કરો. સ્વદેશી૦



# અગાઉથી ગ્રાહક થઈ આશ્રય આપનાર ગ્રહસ્થોનાં મુબારક નામ.

## અડવાણુ.

૨ રા.રા. શેવકરામ નાનાભાઈ સ્કુ૦
૧ રા.રા. વિઠ્ઠલજી પુરૂષોત્તમ મેતાજી
૧ રા. નારણસંગ બળદેવસંગ ગો૦
૧ રા. મીઠા સરીફ વિલેજ પોષ્ટમેન.

## રાણાકંડોરણા.

૧૦ રા. શામળજી ગોકળદાસ શાહ. સ. ગુ. નિ. ના મહેતાજી.
૨૫ રા. આણંજી વિ. રવજી પે. આ
૧ રા.રા. પટેલ રવજી હંસરાજ.
૧ રા.રા. રામજી આણંદજી.
૧ રા.રા. જુઠા માધવજી.
૧ જોશી. હરજીવન જેઠાભાઈ.
૧ રા. મંગળજી કલ્યાણજી શાહ.
૧ દરજી દામા વિ દેવા.
૧ ઠા. મોનજી વિ. મોરારજી.
૧ શા. હીરાચંદ લખમીચંદ.
૧ ઠા. કુરજી રાઘવજી.
૧ રા.રા. વસનજી નથુભાઈ શાહ.
૧ પટેલ વેજાણંદ માંડણ.
૧ ઠા. નવલદાસ મોરારજી.
૧ જોશી જગજીવન દયારામ.
૧ શેઠ ભાણજી લાધા.
૧ સોની સુંદરજી હદા.
૧ રા. શેઠ કાળીદાસ વિ. શ્યામજી.
૧ ઠા. દુલભજી વિ. માધવજી.
૧ રા. સોની સંગજી સવજી.
૧ ધોબી કચરા કાના.

## ખાગેશરી.

૧ રા. રા. જીવણરામ ત્રીભોવન આચાર્ય.
૧ શેઠ જાદવજી વિ. મુળજી.
૧ નાગર નરભેરામ વિશ્વનાથ.
૧ રા. નાગર હરીલાલ લાલજી.

## ચિતલ.

૧ રા. મકનજી આણંદજી દવે
૧ શેઠ માધવજી ડાહ્યા
૧ વોરા હાકીમ મામદખાં
૧ પારેખ વીઠલજી વીરજી.
૧ પારેખ જીવરાજ ભગા.
૧ શેઠ જીવરાજ ગગા

## છત્રાસા.

૧ રા.રા. પોપટ વેલજી ભટ્ટ સ. ગુ. નિ. ના મહેતાજી.
૩ વોરા હરજીવન વિ. ગાંગજી આશીસ્ટંટ.
૧ રા. વોરા ગોવિંદજી દેવજી.
૧ રા. હરખચંદ દેવજી દોશી.
૧ રા. કાનજી વિ. રતનજી

૧ રા. ત્રીભોવન વિ. કાળા વોરા.
૧ રા. રા. અગરસિંહ પેથાભાઇ ભાગદાર.
૧ રા. મનજી કપુરચંદ વોરા.
૧ રા. ગાંગજી જેતસીંહ વોરા.

## જેતપુર.

૨૫ રા. રા. કલ્યાણજી બેહેચર મેઘાણી રપે આ.
૧ રા. નર્બેરામ દેવજી.
૧ રા. અલી ઉમર.

## ધોરજી.

૫ રા. જોશી રણછોડ વિ. કાળીદાસ
૫ રા. પંડ્યા કાનજી માધવજી.
૧ રા. સુકલ રૂગનાથ ઝીણા.
૧ રા. સિપાઇ જમાલ શેખુ
૧ રા. સિપાઈ રહીમ જમાલ.
૧ રા. સિંધી આમદ ઉમર.

## પોરબંદર.

૨ રા. રા. રૂઘનાથ વિ. આત્મારામ
૧ રા. જયશંકર વિ. આત્મારામ.

## બાંડીઆર.

૧ રા. રા. નુર હુસેન ફેગ્જુ જમીનદારે આ૦
૧ રા. રા. જાદવજી પુંજા વરીઆ મહેતાજી.

## ભરૂચ.

૧ રા. રા. જીનશીટર હુસેન રેમતલા

## મોબતપરા.

૧ રા. રાઘવજી નરસી તલટી.

## મોકળ.

૧ રા. રા. રણછોડદાસ વિ. લાલજી ટપાદાર.

## મુળી.

૩૦ રા. રા. કુમાર શ્રી અભયસિંહજી માનસંગજી
૫ પરમાર રામાભાઇ સવાભાઇ
૨૦ રા. રા. કુમાર શ્રી અખેરાજજી માનસંગજી.
૩ રા. શાહ કાનજી પોપટ
૨ રા. દયાલ નાન ગલાબ

## રાજકોટ.

૧ રા. ચુનીલાલ વિ વલભદાશ વોરા
૧ રા. મથુરાદાસ વિ. ગાંગજી વોરા

## વરવાળા.

૧ રા. રા. કુંવરજી ગગજી ભટ્ટ મે.
૧ શેઠ કાળીદાશ વિ. ઓધવજી.
૧ શેઠ કાળીદાશ વિ. હરજી.
૧ મંગ. વલ્લભજી રાઘવજી.

## શેહેરા.

૧ રા. રા. ગુલામ હુસેન મીર ઝલ્લુ ઉર્દુ સ્કૂલ મુનસી.

## ધાંગધરા.

૧ રા. રા. જીવરાજ વિ. ગણેશ વા

રા ઇંગ્લિશ સ્કુલ માસ્તર
૧ શાહ મગનલાલ વિ. કચરા
૧ રા. રેવાશંકર વિ. પ્રભાશંકર ઓઝા.

**બાવલીઆરી બંદર.**

૧ રા. કૃપાશંકર જેઠારામ. આચાર્ય મેહેતાજી.
૧ શેઠ હિમતચંદ વિ. ખુસાલ

**કારવાડ ( શિતળાનું. )**

૧ જોશી. કરસનજી વિ. દુલભજી સ્પે. આ.



# જાહેર ખબર.

મેહેરબાન સાહેબ થોડા વખતમાં અમારા તરફથી જોધપુરના મહારાજા અજીતસિંહજીના પુત્રો સમસેર બહાદુર માનસિંહજી અભયસિંહજી નાટક ત્રીજી છપાઈને બહાર પડશે. તથા તેની સાથે મયુરધ્વજ નાટક પણ બહાર પડશે.

અગાઉથી ગ્રાહક થનાર પાસેથી 'ફકત છ આના, પાછળથી' આઠ આના પડશે. અગાઉથી નામ ભરી મોકલનાર સાહેબોના મુબારક નામ પુસ્તકના છેવટ ભાગે છપાશે. ગ્રાહકોએ નીચે સહી કરનારને લખી નામ નોંધાવવા.

રૂગનાથજી વિ. આત્મારામ વોરા

પોરબંદર ઠે. સારસ્વતની વંડી પાસે.

# જાહેર ખબર.

## ☞ વાંચો વાંચો વાંચો!!!

સુજ્ઞ ગ્રહસ્થોને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે અમારી પાસેથી નીચે લખેલા પુસ્તકો વેચવાના છે. જોઈએ તેમણે રોકડી કીમતથી મંગાવી લેવા. જથાબંધ ખરીદ કરનારને કમીશન મળશે.

મહારાજા કેશરીસિંહને રાણી લીલાવંતી ભાવનરૂપી·

| | | |
|---|---|---|
| નાટક. | કી ૦—૬—૦ | પોસ્ટેજ ૦—૦—૬ |
| માધવાનળ ભાષાંતર. | કી. ૦-૧૨—૦ | પોસ્ટેજ ૦—૧—૦ |

ઉપરના પુસ્તકો નીચે લખેલા ઠેકાણેથી રોકડી કીમતે મળશે.

રાણા—કંડોરણા—નારણજી વિ. જાદવજી જોશી પાસેથી. મળશે.

ભાટવા (સોરઠ)—ભટ્ટજી આત્મારામ પ્રેમજી મહેતા પાસેથી મળશે.

કેશરીસિંહ મોટું નાટક પુરતા ગ્રાહક થયે બહાર પડશે. ગ્રાહક થનારે નીચે સહી કરનારને લખવું કીમત ૦—૬—૦ પોસ્ટેજ જુદુ અગાઉથી ગ્રાહક થનાર સાહેબોના નામ છેવટ ભાગે છપાશે. હાલ એક કાર્ડથી ખબર આપવા પાછળથી ૦—૮—૦, પડશે એજ તા. ૫ માર્ચ સને ૧૮૯૧

**પ્રગટકર્તા**

**નારણજી વિ. જાદવજી જોશી.**

રાણા—કંડોરણા. (કાઠીઆવાડ)